

# વર્તમાન ચોવીસીના ૧૨૦ કલ્યાણીક ની તીથીઓ.

પુજ્યશ્રી હાથીજી મુનીના શીષ્ય

મુનીશ્રી પુરૂષોત્તમજી સ્વામિના સહાયથી

---

છપાવી પ્રસીદ્ધ કર્તા,

શા ભોગીલાલ ચમનાદાસ

તરફથી ભેટ.

સારંગપુર તળીયાની પોળમાં, અમદાવાદ.

પ્રત ૫૦૦ —— આવૃત્તિ ૨ જી

સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં ઇશ્વરલાલ કેશવલાલ અને માણેકલાલ માધવજીએ છાપી દીધા. ચોકી: અમદાવાદ.

સં ૧૯૮૫ —— સને ૧૯૨૯

કીંમત સદુપયોગ ( અમુલ્ય )





# પંચ પરમેષ્ટી નવકાર મંત્ર.

નમો અરિહંતાણું—નમો સિદ્ધાણું

નમો આયરિયાણું—નમો ઉવઝાયાણું

નમો લોએ સવ્વસાહુણું—

એ પંચ પરમેષ્ટી મંત્રનો સદા જાપ કરવો. તેના જાપથી સદા વિઘ્ન નાસ થાય છે, અને આનંદ મંગલ વરતાય છે. સકળમંત્ર સિરોમણી આ નવકાર મંત્ર છે.

## [ દોહરો. ]

અરીહંત સિદ્ધ સમરૂં સદા, આચાર્ય ઉવજ્ઝાય;

સાધુ સકલ કે ચરણકુ, વંદુ શિષ નમાય. ॥ ૧ ॥

## [ રાગ ધનાશ્રી ]

મંત્ર ખરો નવકાર જગતમાં, મંત્ર ખરો નવકાર. ટેક. સકળ મંત્ર શીરોમણી સાચો, ચૌદ પુરવનો સાર. જ૦ ૧ મહા પ્રભાવી મંત્ર થકી એ, વરતે જયજયકાર. જ૦ ૨ પ્રાણ લેવા ઘટમાંહીજ ઘાલ્યો, સર્પ મહા ભયકાર. જ૦ ૩ સાપ ફીટીને થઈ ફુલમાળા, કમળાવતી સતીસાર. જ૦ ૪ અધ બળતા નાગ નાગણી દેખી, મંત્ર દીધો નવકાર. જ૦ ૫ ધરણેંદ્ર પદમાવતી દેવી, પદવી પામ્યા સુખકાર. જ૦ ૬ મહાસુખ પામ્યા મંત્ર પ્રભાવે, સફળ કર્યો અવતાર. જ૦ ૭ વિઘ્ન વિનાશ્યુ અમર કુમારનું, પ્રતાપી એ નવકાર. જ૦ ૮ મંત્ર ભલેહો કોટી જગતમે, નહિ એ તુલ્ય લગાર. જ૦ ૯ વિઘ્ન વિદારણ સૌ

સુખકારણ, મંત્ર વદો નવકાર. જ૦ ૧૦ ભાવ ધરીને શુદ્ધ ત્રિકરણે, જપતા જયજયકાર. જ૦ ૧૧ દયા કરી શેઠે મંત્ર સુણાવ્યો, ચોર શુળી નિરધાર. જ૦ ૧૨ મંત્ર પ્રભાવે દેવ થયા ત્યાં, સુખ પામ્યો શ્રીકાર. જ૦ ૧૩ ભાવધરી વદે મુની વિનયચંદ્ર, જપો સદા નવકાર. જ૦ ૧૪

---

## આત્મભાવના.

[ ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ. ]

એવોરે દિવસ તે મારો કયારે આવશે, ભ્રાન્તિ સમ હું જાણીશ, આ સંસાર જો; ક્રોધ, કપટ, ઈર્ષ્યા, રાગાદિક વેરિયો, ત્યાગીશ ખોટા વિષય તણા વિકારજો. એવો૦ ૧ માત પ્રમાણે દેખીશ, સઘળી નારીયો, ભાઇ પ્રમાણે લેખીશ શત્રુ વર્ગ જો; સુખ દુઃખ આવે હર્ષ વિષાદ ના સંપજે, વિદ્યા ધન વધતાં નહીં હોવે ગર્વજો. એવો૦ ૨ વૈરાગ્યે રંગાશે મન મારૂં સદા, ધોવાશે મન મેલ બધો નિર્ધારજો; વિષય વિકારો વિષની પેઠે લાગશે, અંધ બને છે જેમાં નરને નારજો. એવો૦ ૩ મોજમઝામાં સુખ કદીય ન ભાસશે, મમતાનું હું તોડી નાખીશ મૂળજો; સગાં સંબંધી પોતાનાં નહિ લાગશે, માટી સોનું ભાસે મન જેમ ધૂળ જો. એવો૦ ૪ ધર્મ ધ્યાન ધ્યાતા થઇ આત્મ સ્વરૂપમાં, રમતો રહી હું પડું નહિ ભવ કૂપજો; સમતા સંગે કર્મ કલંક વિદારતો, થાવું હું શિવ શાશ્વત સુખ ચિદ્દ રૂપજો. એવો૦ ૫ કુમિત્રોની સોબત ત્યાગી જ્ઞાનથી, સદ્ગુરૂ સંગતિ કરતો રહું નિશદિન જો; બુદ્ધિ સાગર જન્મ જરા પરિહારીને, આતમ સ્વભાવે પરમાતમ પદ લીન જો. એવો૦ ૬

# ચેત ચેત નર ચેત !

પરલોકે સુખ પામવા, કર સારો સંકેત; હુજી બાજી છે હાથમાં, ચેત ચેત નર ચેત. ॥૧॥ જોર કરીને જીતવું, ખરે ખરૂં રણ ક્ષેત્ર; દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત. ॥૨॥ ગાફલ રહિશ ગમાર તું, ફોગટ થઈશ ફજેત; હવે જરૂર હુંશીયાર થઈ, ચેત ચેત નર ચેત. ॥૩॥ તન ધન તે તારાં નથી, નથી ત્રિયા પરણેત; પાછળ સૌ રહેશે પડ્યાં, ચેત ચેત નર ચેત. ॥૪॥ પ્રાણ જશે જ્યાં પિંડથી, પીંડ ગણાશે પ્રેત; માટીમાં માટી થશે, ચેત ચેત નર ચેત. ॥૫॥ રહ્યા ન રાણા રાજીયા, સુરનર મુનિ સમેત; તું તો તરણા તુલ્ય છે, ચેત ચેત નર ચેત. ॥૬॥ રજકણ તારાં રખડશે, જેમ રખડતી રેત; પછી નર તન પામીશ ક્યાં, ચેત ચેત નર ચેત. ॥૭॥ કાળા કેશ મટી ગયા, સર્વે બનીયા શ્વેત; જોબન જોર જતું રહ્યું, ચેત ચેત નર ચેત. ॥૮॥ માટે મનમાં સમજીને, વિચારીને કર વેંત; ક્યાંથી આવ્યો ક્યાં જવું, ચેત ચેત નર ચેત. ॥૯॥ શુભ શીખામણ સમજીને, પ્રભુ સાથે કર હેત; અંતે અવિચળ એજ છે, ચેત ચેત નર ચેત. ॥૧૦॥

---

ચવન કલ્યાણીકે પરમેષ્ટી નમ:
જન્મ કલ્યાણીકે અર્હતે નમ:
દીક્ષા કલ્યાણીકે નાથાય નમ:
કેવલજ્ઞાન કલ્યાણીકે સર્વજ્ઞાય નમ:
મોક્ષ કલ્યાણીકે પારંગતાય નમ:

# વર્તમાન ચોવીસીના ૧૨૦ કલ્યાણીકની તીથીઓ.

આ ભરત ક્ષેત્રમાં વર્તમાન ચોવીસ તીર્થંકરના ૧૨૦ કલ્યાણીકોની શુભ તિથીઓ ગુજરાતી મહીના પ્રમાણે.

### કાર્તિક માસ—કલ્યાણુક ૬

| | | | |
|---|---|---|---|
| સુદિ | ૩ | સુવિધિનાથ | કેવલ |
| સુદિ | ૧૨ | અરનાથ | કેવલ |
| વદિ | ૫ | સુવિધિનાથ | જન્મ |
| વદિ | ૬ | સુવિધિનાથ | દીક્ષા |
| વદિ | ૧૦ | મહાવીર | દીક્ષા |
| વદિ | ૧૧ | પદ્મ પ્રભુ | મોક્ષ |

### માગસર કલ્યાણુક ૧૪

| | | | |
|---|---|---|---|
| સુદિ | ૧૦ | અરનાથ | જન્મ |
| સુદિ | ૧૦ | અરનાથ | મોક્ષ |
| સુદિ | ૧૧ | અરનાથ | દીક્ષા |
| સુદિ | ૧૧ | મલીનાથ | જન્મ |
| સુદિ | ૧૧ | મલીનાથ | દીક્ષા |
| સુદિ | ૧૧ | મલીનાથં | કેવલ |
| સુદિ | ૧૧ | નમીનાથ | કેવલ |

| | | | |
|---|---|---|---|
| સુદિ | ૧૪ | સંભવનાથ | જન્મ |
| સુદિ | ૧૫ | સંભવનાથ | દીક્ષા |
| વદિ | ૧૦ | પાર્શ્વનાથ | જન્મ |
| વદિ | ૧૧ | પાર્શ્વનાથ | દીક્ષા |
| વદિ | ૧૨ | ચંદ્રપ્રભુ | જન્મ |
| વદિ | ૧૩ | ચંદ્રપ્રભુ | દીક્ષા |
| વદિ | ૧૪ | સીતલનાથ | કેવલ |

## પોસ ૧૦ કલ્યાણક

| | | | |
|---|---|---|---|
| સુદિ | ૬ | વિમલનાથ | કેવલ |
| સુદિ | ૯ | સાન્તિનાથ | કેવલ |
| સુદિ | ૧૧ | અજીતનાથ | કેવલ |
| સુદિ | ૧૪ | અભીનંદન | કેવલ |
| સુદિ | ૧૫ | ધર્મનાથ | કેવલ |
| વદિ | ૬ | પદ્મપ્રભુ ચવન | (ગર્ભે ઉપન્યા) |
| વદિ | ૧૨ | સીતલનાથ | જન્મ |
| વદિ | ૧૨ | સીતલનાથ | દીક્ષા |
| વદિ | ૧૩ | આદિનાથ | મોક્ષ |
| વદિ | ૦)) | શ્રેયાંસનાથ | કેવલ |

## માહ ૧૯ કલ્યાણક

| | | | |
|---|---|---|---|
| સુદિ | ૨ | અભીનંદન | જન્મ |
| સુદિ | ૨ | વાસુપુજ્ય | કેવલ |
| સુદિ | ૩ | વીમલનાથ | જન્મ |

| | | | |
|---|---|---|---|
| સુદિ | ૩ | ધર્મનાથ | જન્મ |
| સુદિ | ૪ | વીમલનાથ | દીક્ષા |
| સુદિ | ૮ | અજીતનાથ | જન્મ |
| સુદિ | ૯ | અજીતનાથ | દીક્ષા |
| સુદિ | ૧૨ | અભીનંદન | દીક્ષા |
| સુદિ | ૧૩ | ધર્મનાથ | દીક્ષા |
| વદિ | ૬ | સુપાર્શ્વનાથ | કેવલ |
| વદિ | ૭ | સુપાર્શ્વનાથ | મોક્ષ |
| વદિ | ૭ | ચંદ્રપ્રભુ | કેવલ |
| વદિ | ૯ | સુબુધિનાથ | ચવન |
| વદિ | ૧૧ | આદીનાથ | કેવલ |
| વદિ | ૧૨ | શ્રેયાંસનાથ | જન્મ |
| વદિ | ૧૨ | મુનિસુવ્રત | કેવલ |
| વદિ | ૧૩ | શ્રેયાંસનાથ | દીક્ષા |
| વદિ | ૧૪ | વાસુપુજ્ય | જન્મ |
| વદિ | ૦)) | વાસુપુજ્ય | દીક્ષા |

## ફાગણ ૧૦ કલ્યાણક

| | | | |
|---|---|---|---|
| સુદિ | ૨ | અરનાથ | ચવન |
| સુદિ | ૪ | મલીનાથ | ચવન |
| સુદિ | ૮ | સંભવનાથ | ચવન |
| સુદિ | ૧૨ | મલીનાથ | મોક્ષ |
| સુદિ | ૧૨ | મુનિસુવ્રત | દીક્ષા |

| | | | |
|---|---|---|---|
| વદિ | ૪ | પાર્શ્વનાથ | ચવન |
| વદિ | ૪ | પાર્શ્વનાથ | કેવલ |
| વદિ | ૫ | ચંદ્રપ્રભુ | ચવન |
| વદિ | ૮ | આદીનાથ | જન્મ |
| વદિ | ૮ | આદીનાથ | દીક્ષા |

## ચઇતર ૧૭ કલ્યાણક

| | | | |
|---|---|---|---|
| સુદિ | ૩ | કુંથુનાથ | કેવલ |
| સુદિ | ૫ | અજીતનાથ | મોક્ષ |
| સુદિ | ૫ | સંભવનાથ | મોક્ષ |
| સુદિ | ૫ | અનંતનાથ | મોક્ષ |
| સુદિ | ૯ | સુમતિનાથ | મોક્ષ |
| સુદિ | ૧૧ | સુમતિનાથ | કેવલ |
| સુદિ | ૧૩ | મહાવીર | જન્મ |
| સુદિ | ૧૫ | પદ્મપ્રભુ | કેવલ |
| વદિ | ૧ | કુંથુનાથ | મોક્ષ |
| વદિ | ૨ | શીતલનાથ | મોક્ષ |
| વદિ | ૫ | કુંથુનાથ | દીક્ષા |
| વદિ | ૬ | સીતલનાથ | ચવન |
| વદિ | ૧૦ | નમીનાથ | મોક્ષ |
| વદિ | ૧૩ | અનંતનાથ | જન્મ |
| વદિ | ૧૪ | અનંતનાથ | દીક્ષા |
| વદિ | ૧૪ | અનંતનાથ | કેવલ |
| વદિ | ૧૪ | કુંથુનાથ | જન્મ |

## વૈસાખ ૧૪ કલ્યાણુક

| | | | |
|---|---|---|---|
| સુદિ | ૪ | અભીનંદન | ચવન |
| સુદિ | ૭ | ધર્મનાથ | ચવન |
| સુદિ | ૮ | અભીનંદન | મોક્ષ |
| સુદિ | ૮ | સુમતીનાથ | જન્મ |
| સુદિ | ૮ | સુમતીનાથ | દીક્ષા |
| સુદિ | ૧૦ | મહાવીર | કેવલ |
| સુદિ | ૧૨ | વીમલનાથ | ચવન |
| સુદિ | ૧૩ | અજીતનાથ | ચવન |
| વદિ | ૬ | શ્રેયાંસનાથ | ચવન |
| વદિ | ૮ | મુની સુવ્રત | જન્મ |
| વદિ | ૯ | મુની સુવ્રત | મોક્ષ |
| વદિ | ૧૩ | શાન્તીનાથ | જન્મ |
| વદિ | ૧૩ | શાન્તીનાથ | મોક્ષ |
| વદિ | ૧૪ | શાન્તીનાથ | દીક્ષા |

## જેઠ ૭ કલ્યાણુક

| | | | |
|---|---|---|---|
| સુદિ | | ધર્મનાથ | મોક્ષ |
| સુદિ | ૯ | વાસુપુજ્ય | ચવન |
| સુદિ | ૧૨ | સુપાર્શ્વનાથ | જન્મ |
| સુદિ | ૧૩ | સુપાર્શ્વનાથ | દીક્ષા |
| વાદ | ૪ | આદિનાથ | ચવન |
| વદિ | ૭ | વીમલનાથ | મોક્ષ |
| વદિ | ૯ | નમીનાથ | દીક્ષા |

## અસાડ ૭ કલ્યાણક

| | | | |
|---|---|---|---|
| સુદિ | ૬ | મહાવીર | ચવન |
| સુદિ | ૮ | નેમનાથ | મોક્ષ |
| સુદિ | ૧૪ | વાસુપુજ્ય | મોક્ષ |
| વદિ | ૩ | શ્રેયાંસનાથ | મોક્ષ |
| વદિ | ૭ | અનંતનાથ | ચવન |
| વદિ | ૮ | નમીનાથ | જન્મ |
| વદિ | ૯ | કુંથુનાથ | ચવન |

## શ્રાવણ ૮ કલ્યાણક

| | | | |
|---|---|---|---|
| સુદિ | ૨ | સુમતિનાથ | ચવન |
| સુદિ | ૫ | નેમનાથ | જન્મ |
| સુદિ | ૬ | નેમનાથ | દીક્ષા |
| સુદિ | ૮ | પાર્શ્વનાથ | મોક્ષ |
| સુદિ | ૧૫ | મુનિસુવ્રત | ચવન |
| વદિ | ૭ | શાન્તીનાથ | ચવન |
| વદિ | ૭ | ચંદ્રપ્રભુ | મોક્ષ |
| વદિ | ૮ | સુપાર્શ્વનાથ | ચવન |

## ભાદ્રવો ૨ કલ્યાણક

| | | | |
|---|---|---|---|
| સુદિ | ૯ | સુવિધિનાથ | મોક્ષ |
| વદિ | ૦)) | નેમનાથ | કેવલ |

## આસો ૬ કલ્યાણક

| | | | |
|---|---|---|---|
| સુદિ | ૧૫ | નમીનાથ | ચવન |
| વદિ | ૫ | સંભવનાથ | કેવલ |
| વાદ | ૧૨ | પદ્મપ્રભુ | જન્મ |
| વદિ | ૧૨ | નેમનાથ | ચવન |
| વદિ | ૧૩ | પદ્મપ્રભુ | દીક્ષા |
| વદિ | ૦)) | મહાવીર | મોક્ષ |

## કલ્યાણીક તપ મહિમા ને વિધિ.

### દોહરા.

કર્મ રિપુ દલ કાપવા, કરવા આત્મ કલ્યાણ;
કલ્યાણીક તપ આદરો, ઇહ પરભવ સુખ જાણ. ૧
કલ્યાણીક તપ જે કરે, ભાવ ધરી નર નાર;
દુ:ખ દોહગ દુરે ટલે, મલે અમર પદ સાર. ૨

જે દિવસે તીર્થંકરનો ચવન (ગર્ભે ઉપન્યા) જન્મ-દિક્ષા-કેવલજ્ઞાન અને મોક્ષ થયો હોય તે દિવસે જે તપ કરવો તે કલ્યાણીક તપ કહેવાય છે.

જે કલ્યાણીક તપ કરીયે તે તિર્થંકર જેટલામા હોય તેટલી માળા ફેરવવી, ને તેટલા લોગસ્સનો કાઉસગ કરવો, ને તેટલી વંદણા કરવી.

# કલ્યાણીકની વિધી-પાંચ પ્રકારની.

| | |
|---|---|
| ઉપવાસનુ | કલ્યાણીક |
| એકાસણાનું | કલ્યાણીક |
| આયંબેલનુ | કલ્યાણીક |
| નીવીનુ | કલ્યાણીક |
| કાળ ચોવીહારનુ | કલ્યાણીક |

## કલ્યાણીકની વિધી.

જે માસમાં જે કલ્યાણીક હોય તે જે કલ્યાણીકના તપને દીવસે-બે પોહર વીત્યા પછી એકાંતે બેસીને પાંચ નમોકાર ભણવા પછી તીખુતોનો પાઠ ત્રણવાર ભણવો પછી ઇરીયાવહીનો પાઠ ભણવો પછી તસ્સઉતરીનો પાઠ ભણવો પછી જેટલામા તીર્થંકરનું કલ્યાણીક હોય તેટલા લોગસ્સનો કાઉસગ કરવો, તે કાઉસગ પુરો થયેથી પાંચ નમોકાર ભણી કાઉસગ પાળવો, પછી નોકારવાલી (માલા) જેટલામા તીર્થંકરનો કલ્યાણીક હોય તેટલી માલા ફેરવવી-તે પ્રમાણે બારે માસની કલ્યાણીક વીધી કહી. કદાપિ એક માસમાં બે ત્રણ કલ્યાણીક એક તીથીયે આવે તો આવતા વર્ષે કલ્યાણીક કરીને વાળવો,

અને લાગલાગટ જોડે કલ્યાણીક હોય તો છઠ અઠમાદિક કરીને વાળવો ન બને તો આગલા વર્ષે વાળવો એ કલ્યાણીકનું વ્રત કરવાથી જીવને નીર્જરા થાય ને તે જીવ પરમ સુખ પામે.

લી. પરી ભોગીલાલ જમનાદાસ
ઠે. સારંગપુર તળીઆની પોળ, **અમદાવાદ**

---

જે દિવસે કલ્યાણીક તપ હોય તે દિવસે-દલવુ, ભરડવુ, ખાંડવું, પીસવુ, ધોવુ, મંજણવીહં કરવુ નહી. લીંપવુ, ગાર-માટીનો આરંભ કરવો નહી. લીલોત્રી ત્યાગ, અચેતપાણી પીવુ, બ્રહ્મચર્ય પાલવુ,ચોવીહાર કરવો, સુધ મન–વચન-કાયા રાખવી, ક્રોધ-કપટ મોહ–મમતા ઓછી કરવી. સાંજ સવારનું પ્રતિક્રમ-ણ કરવુ, ગુરૂઆદિકને સુધ આહારાદિક આપવો, ગુરૂઆદિક ન હોય તો ભાવના ભાવવી, ને તપને દીવસે ધર્મ ક્રીયાથીજ આત્માને પવીત્ર કરવો, જેથી આ આત્માને મહાલાભ થાય અને સ્વર્ગ તથા મોક્ષના સુખ મલે.

લી. પરી ભોગીલાલ જમનાદાસ
૧૯૮૩ ના પોસ સુદ ૬ શની

---

છ બોલના કર્મ ચુર્ણના કાગળો પણ અહીંથી મળશે.